વડોદરા રાજ્યની

# બાલ ભૂગોળ.

( અમરેલી પ્રાંત માટે )

તૈયાર કરનાર { હરગોવિંદ શ્યામજી પાઠક.
દેવચંદ રામજી ઠક્કર.
છગનલાલ કુંવરજી વૈદ્ય.
અમરેલી, ( કાઠિયાવાડ. )

નકલ ૨૦૦૦. ઇ. સ. ૧૯૨૪. આવૃત્તિ ૧ લી.

પ્રકાશક
જીવનલાલ અમરશી મહેતા,
અમદાવાદ અને અમરેલી.

કિંમત એક આનો.

મુદ્રણસ્થાન: આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ—અમદાવાદ.
મુદ્રક: પ્રાણજીવન વિશ્વનાથ પાઠક.

વડોદરા રાજ્યની

# બાલ ભૂગોળ.

## પાઠ ૧ લો. દિશાઓ અને નકશો.

તમે ઉગમણી અને આથમણી બાજુ ઓળખો છો. સૂરજ જે બાજુ ઉગે તે ઉગમણી બાજુ અથવા **પૂર્વ** દિશા કહેવાય. સૂરજ જે બાજુ આથમે, તે આથમણી બાજુ અથવા **પશ્ચિમ** દિશા કહેવાય.

ઉગમણી બાજુ મોઢું રાખી ઉભાં રહીએ, તો આપણા જમણા હાથ તરફ **દક્ષિણ** દિશા આવે; અને ડાબા હાથ તરફ **ઉત્તર** દિશા આવે

આપણું ઘર અથવા નિશાળ કેવાં છે તે કોઇને સમજાવવું હોય તો આપણે લીટા દોરીને સમજાવી શકીએ. એ લીટા લંબાઈ પહોળાઈ ભરીને આપણે દોરી શકીએ.

ધારો કે લંબાઇ ૨૪ હાથ છે અને પહોળાઈ ૧૬ હાથ છે, તો આપણે પાટીમાં ૨૪ તસુ લાંબું અને ૧૬ તસુ પહોળું એક ચોકઠું દોરવું જોઇએ. પછી તેમાં જેટલા ઓરડા, ઓરડીઓ, વગેરેની ભીંતો હોય, તે બધી ભરીને તે પ્રમાણે તેના લીટા દોરવા જોઇએ.

આ નકશો (નમૂનો) થયો. તેને મથાળે ઉત્તર દિશા આવે, અને નીચે દક્ષિણ દિશા આવે. આપણા જમણા હાથ તરફ પૂર્વ દિશા આવે અને ડાબા હાથ તરફ પશ્ચિમ દિશા આવે.

## પાઠ ૨ જો, ગામનો નકશો.

ઘરના નકશાની પેઠે ગામનો નકશો પણ આશરે કાઢી શકાય.

પ્રથમ આપણા ઘરનું એક નાનું ટપકું પાટીમાં મૂકવું. પછી તેની ચારે બાજુએ જે મોટાં ઘરો, દેવળો વગેરે આવ્યાં હોય, તેનાં ટપકાં દિશા પ્રમાણે અને છેટું હોય તે પ્રમાણે આશરે મૂકવાં. વળી નાના મોટા રસ્તા હોય તેને માટે લીટીઓ દોરવી. એ રીતે આખા ગામનો નકશો થશે.

ગામ બહાર આવેલી મોટી જગાઓ, નદી અથવા ડુંગરાઓ, મોટા રસ્તાઓ, ખેતરો, વાડીઓ વગેરે પણ એમાં બતાવી શકાય.

આ રીતે તમે તમારા ગામનો નકશો ચિતરો; અને તેમાં તમારૂં ઘર, નિશાળ, ચોરો, ધર્મશાળા, તથા બજાર બતાવો.

## પાઠ ૩. જો અમરેલી તાલુકો.

ગામની પેઠે તાલુકાનો નકશો પણ ચિતરી શકાય. તાલુકો એટલે ગામોનો જત્થો. એના નકશામાં જૂદા જૂદા ગામોનાં ટપકાં દિશા અને છેટું હોય તે પ્રમાણમાં મૂકવાં પડે. અને રસ્તાઓ, નદીઓ, ડુંગરો વગેરે પણ તેમાં બતાવાય.

આપણે અમરેલી તાલુકાથી શરૂઆત કરીએ. અમરેલી અને તેની આસપાસનાં ગામો મળીને અમરેલી તાલુકો કહેવાય.

**મુખ્ય ગામો**—અમરેલી, વરસડા, વાંકીઆ, મોટા આકડીઆ, બાબાપુર, જાળીઆ, સરંભડા.

**મુખ્ય નદી**—શેત્રુંજી. એ મોટી નદી છે અને ધારી તાલુકામાંથી આવે છે.

આ તાલુકાની જમીન સારી છે. કપાસ તથા અનાજનો પાક ઘણો થાય છે. વણાટ અને રંગાટનું કામ સારૂં થાય છે. વળી અમરેલીમાં ચાંદીનાં વાસણો સારાં નમૂનાદાર અને સોનાનો ઓપ ચડાવેલાં થાય છે. તથા કપાસ અને રૂનાં મોટાં કારખાનાં છે. આ તાલુકામાં મોટા આકડીઆ ગામે તળાવ છે. તેમાંથી ખેતરોને પાણી અપાય એવી ગોઠવણ છે.

કાઠિયાવાડમાં અમરેલી અનાજના વેપારનું મોટું મથક છે. વળી ત્યાં ઘડી શકાય એવા પાકા કાળા પત્થરની ખાણો છે.

**પેટા તાલુકો**—અમરેલીથી ૪૦ ગાઉને છેટે **ભીમકટ્ટા** કરીને એક ગામ છે. તે ત્યાં એકલું જ હોવાથી તેને પેટા તાલુકો ગણવામાં આવ્યો છે. તેની ચારે બાજુહદ પર આવેલી છે.

---

## પાઠ ૪ થો. ધારી તાલુકો.

---

અમરેલી રેલવેનું સ્ટેશન છે. ત્યાંથી રેલવેમાં **ધારી** જવાય છે. ધારી અને તેની આસપાસનાં કેટલાંક ગામો

મળીને ધારી તાલુકો કહેવાય છે.

મુખ્ય ગામો—ધારી, ચલાળા, ભાડેર, ધારગણી, સરશિયા, દલખાણીઆ.

મુખ્ય નદી—શેત્રુંજી. આ નદી દલખાણીઆની નજીકના ડુંગરામાંથી નીકળી અમરેલી તાલુકામાં થઈ દરિઆને મળે છે.

દલખાણીઆ, સરશિયા વગેરે ભાગ ડુંગરી છે. અને તેની પાસે જ ગીરનું મોટું જંગલ આવેલું છે. પહેલાં ત્યાં લૂંટો થતી. તેથી સરકારે ધારીમાં કેટલુંક લશ્કર રાખેલું છે.

ધારી ગામ ટેકરા ઉપર છે. એને ફરતી નદીઓ છે. ગામની નીચે થઈને પણ ઝરણાં વહે છે. કુદરતી દેખાવ સારો છે.

નદીઓના વહેનમાં નાના નાના ધોધ છે. એ પાણીના બળથી કપાસ પીલવામાં આવે છે તથા ખેતરોમાં પણ એ પાણી અપાય છે.

એક ગાઉ છેટે શેત્રુંજીમાં ત્રીશેક હાથ ઉંચો મોટો ધોધ છે, તે ઘણો જોવાલાયક છે. આ તાલુકામાં શેરડી, અનાજ અને કપાસ પાકે છે.

---

## પાઠ ૫ મો. દામનગર તાલુકો.

અમરેલીથી દસેક ગાઉ છેટે દામનગર આવેલું છે. તેની આસપાસનાં ગામો મળીને દામનગર તાલુકો કહેવાય છે.

મુખ્ય ગામો--દામનગર, પાડરશિંગા, સાખપુર, ધામેલ, ચાવંડ, રૂપાવટી.

મુખ્ય નદીઓ—કાળુભાર, રંગોળી.

અમરેલીથી રેલવેમાં ખીજડીઆ થઇને હસા જવાય છે. ત્યાંથી મહુવા સુધી આગગાડી જાય છે, તેમાં દામનગર પહેલું સ્ટેશન છે.

દામનગર વેપારનું સારૂં મથક છે. જમીન પણ સારી છે. અનાજ તથા કપાસનો પાક સારો થાય છે.

દામનગરમાં કુંભનાથ મહાદેવ પાસે, તથા ધામેલમાં તળાવ બંધાવ્યું છે. તેમાંથી ખેતરોને પાણી આપવામાં આવે છે.



## પાઠ ૬ ટ્ઠો. કોડિનાર તાલુકો.



ધારીથી ૨૫ ગાઉ છેટે કોડિનાર આવેલું છે. તેની આસપાનાં ગામો મળીને કોડિનાર તાલુકો કહેવાય છે.

મુખ્ય ગામો—કોડિનાર, ઘાંટવડ, ડોળાસા, વેલણ, હડમડીઆ, આલીદર, છારા.

મુખ્ય નદી—શીંગવડો, સોમત,

આ તાલુકો નાઘેર કહેવાય છે. જમીન ઘણી રસાળ છે. પાણી ઘણું ઉપર હોવાથી પાણીના રેંટ ચાલે છે અને પાક બહુ સારા થાય છે. વરસમાં ઉનાળુ અને શિઆળુ એમ બે પાક આવે છે.

પાસે જ દરિઆ કિનારો છે. તેથી કેટલાક ભાગમાં મીઠું પાકે છે. વેલણ આગળ સારૂં બંદર છે. મોટાં વહાણો તથા આગબોટ પણ ત્યાં ઉભાં રહી શકે તેમ છે. ત્યાંની ફરતી દીવાદાંડી જોવાલાયક છે.

કોડિનારની પાસે મૂળ દ્વારકાં છે તે જાત્રાનું જૂનું ઠેકાણું છે. પીછવી ગામે મોટું તળાવ છે.

અમરેલીથી ખીજડીયા, જેતલસર, વેરાવળ અને પાણી કોઠા સ્ટેશને થઈ કોડિનાર જવાય છે. ગીર રસ્તે પણ કેટલાક લોકો જાય છે.

આ તાલુકામાં શેરડી, કપાસ, અનાજ અને તેલીબીયાંનો પાક સારો થાય છે.

જમીન બહોળી હોવાથી દૂરના ભાગના ખેડુતો અહીં આવી રહ્યા છે. કેટલેક સ્થળે ખેતીનાં સુધરેલાં ઓજાર વપરાય છે.

---

## પાઠ ૭ મો. ઓખામંડળ તાલુકો.

---

અમરેલીથી ૭૫ ગાઉ દૂર દ્વારકાં છે. તેની આસપાસનાં ગામો મળીને ઓખામંડળ તાલુકો કહેવાય છે.

**મુખ્ય ગામો—દ્વારકાં, વરવાળા, આરંભડા.**

**મુખ્ય નદી—ગોમતી.**

અમરેલીથી રેલ રસ્તે ખીજડીઆ, જેતલસર, રાજકોટ અને જામનગર થઇ દ્વારકાં જવાય છે.

આ તાલુકામાં કેટલાંક તળાવો છે. તેમાં ગોપીતળાવ તીર્થસ્થળ તરીકે ગણાય છે અને ભીમગજાનું તળાવ ખેતીવાડીના કામમાં આવે છે.

ત્રણે બાજુએ દરિઓ છે. મીઠું ઘણું પાકે છે. જમીન હલકી હોવાથી પાક સારો થતો નથી. દરિઆના કેટલાક ભાગમાંથી હાલમાં મોતી નીકળવા લાગ્યાં છે.

શ્રી કૃષ્ણની રાજધાની તરીકે દ્વારકાં પ્રખ્યાત છે. ગોમતીમાં સ્નાન કરવાનો ઘણો મહિમા ગણાય છે. અહીં વાઘેર લોકોની વસ્તી છે.

**પેટા તાલુકો-બેટ**—દ્વારકાંથી દસેક ગાઉ છેટે બેટ છે. ચારે બાજુ પાણી હોવાથી તે બેટ કહેવાય છે. ત્યાંનું બંદર ઘણું સારૂં છે. શ્રી કૃષ્ણની પટરાણીઓનાં ત્યાં મંદિર છે.

## પાઠ ૮ મો. પેટા તાલુકો રતનપુર.

દામનગરથી ૨૦ ગાઉ છેટે રતનપુર આવેલું છે. તેની પાસેનાં થોડાં ગામો મળીને રતનપુર પેટા તાલુકો કહેવાય છે.

**મુખ્ય ગામો**—રતનપુર, સિયાનગર, ઇશ્વરીઆ.

**મુખ્ય નદી**—કેરી.

દામનગરથી રેલ માર્ગે ઢસા અને ધોળા થઈ ત્યાં જવાય છે.

આ પ્રદેશ "ભાલ" કહેવાય છે. આમાં પાણીની ઘણી ખેંચ રહે છે. વરસાદ સારો પડે છે, ત્યારે ઘઉં સારા પાકે છે.

દામનગરને લગતો આ ભાગ હોવાથી એ દામનગરનો પેટા તાલુકો ગણાય છે.

## પાઠ ૯ મો. પેટા તાલુકો ખાંભા.

ધારીથી ૧૦ ગાઉ છેટે ખાંભા આવ્યું છે. તેની આસપાસનાં ગામો મળીને ખાંભા પેટા તાલુકો ગણાય છે.

મુખ્ય ગામો—ખાંભા, ઈંગોરાળા, સમઢીઆળા, ખાખબાઇ, નીંગાળા.

મુખ્ય નદી—ધાતરવડી.

આ ભાગ ડુંગરી છે. કેટલીક જમીન ખેતીવાડીને અનુકૂળ નથી. વરસાદ થોડો થોડો અનુકૂળ વખતે પડે, તો છુટા છુટા કકડાઓમાં કપાસ તથા થોડું અનાજ થાય છે. ઘાસ ઠીક થાય છે એટલે ઢોરો નભે છે.

ધારીથી અહીં થઇને જણુ કોડિનાર જવાય છે.

## પાઠ ૧૦ મો, અમરેલી પ્રાંત.

---

તમે જે તાલુકા તથા પેટા તાલુકા શીખી ગયા, તે બધા મળીને **અમરેલી પ્રાંત** કહેવાય છે. સવડ માટે આ પ્રાંતના બે મુખ્ય વિભાગ કરેલા છે: (૧) અમરેલી વિભાગ અને (૨) ઓખામંડળ વિભાગ.

**મુખ્ય તાલુકા**—અમરેલી, ધારી, દામનગર, કોડિનાર, ઓખામંડળ.

**પેટા તાલુકા**—ભીમકટ્ટા, બેટ, ખાંભા, રતનપુર.

**મુખ્ય નદીઓ**—શેત્રુંજી, શીંગવડો, ધાંતરવડી.

**મુખ્ય બંદરો**—દ્વારકાં, બેટ, વેલણ.

**જાત્રાનાં ઠેકાણાં**—દ્વારકાં, બેટ, મૂળ દ્વારકાં.

**મુખ્ય ડુંગરો**—ધારી તથા ખાંભામાં નાના ડુંગરો છે.

**મુખ્ય તળાવો**—નાનાં નાનાં તળાવો ઘણાં છે. પણ જાણવા લાયક મોટું તળાવ એકે નથી.

**મુખ્ય સ્ટેશનો**—અમરેલી, ચલાળા, ધારી, દામનગર, દ્વારકાં.

**મુખ્ય પેદાશ**—કપાસ, જુવાર, બાજરો, ઘઉં, તલ, ચણા.

આ આખો પ્રાંત એક સાથે નથી; પણ કાઠિયાવાડમાં છુટો છુટો છે. તેની આસપાસ ભાવનગર, જૂનાગઢ, જેતપુર અને જામનગર તથા બીજાં રાજ્યોની હદ આવેલી છે.

પ્રાંતની એકંદર દેખરેખ માટે અમરેલીમાં સુબા અને ન્યાય આપવા માટે ન્યાયાધીશ રહે છે. દરેક તાલુકામાં વહીવટદાર અને મુનસફ રહે છે. એ ઉપરાંત જૂદા જૂદા કામ માટે જૂદા જૂદા અધિકારીઓ રહે છે. દરેક પ્રાંતમાં આવી ગોઠવણ હોય છે.

---

## પાઠ ૧૧ મો. કડી પ્રાંત.

---

અમરેલીથી ૮૦ ગાઉ છેટે **કડી પ્રાંત** આવેલો છે.

**મુખ્ય તાલુકા**—વિજાપુર, પાટણ, સિદ્ધપુર. કલોલ, કડી, ચાણસ્મા, મહેસાણા, ખેરાળુ, વિસનગર, દહેગામ.

**પેટા તાલુકા**—આંતરસુબા, હારિજ.

**મુખ્ય નદીઓ**—સાબરમતી, મેશ્વો, બનાસ, સરસ્વતી.

### જાણવા લાયક સ્થળોઃ—

**મહેસાણા**—રેલવેનું મોટું મથક છે.

**પાટણ**—ગુજરાતની પહેલાં રાજધાની હતી. જૂનાં બાંધકામો ઘણાં જોવા લાયક છે. પહેરવાનાં પટોળાં તથા માટીનાં રમકડાં સારાં બને છે.

**સરસ્વતી**—એમાં સ્નાન કરવાનો મહિમા છે.

**વિસનગર**—એમાં પિત્તળનાં વાસણો સારાં બને છે.

**સિદ્ધપુર**—અહીં જૂના વખતનો રૂદ્રમાળ જોવા લાયક છે.

ઉંઝા--એમાં કડવા કણબીની માતાનું મંદિર છે.

ચાણસ્મા—એમાં જૂના વખતનાં તળાવો જોવા લાયક છે.

બહેચર--એમાં બહુચરાજીનું પ્રખ્યાત મંદિર છે.

મુખ્ય પેદાશ--કપાસ, એરંડી, બાજરી, ઘઉં, ચણા, ડાંગર, અફીણ, પત્થર, રેતી, ઊસ.

આ પ્રાંતમાં રેલવે ઘણી પથરાયલી છે. એટલે જવા આવવાની સારી સવડ છે. જૂના વખતનાં તળાવો તથા બાંધકામ ઘણે ઠેકાણે છે. જમીન સાધારણ છે. પાક ઠીક થાય છે. વરસાદ કેટલેક સ્થળે થોડો થાય છે.

## પાઠ ૧૨ મો. વડોદરા પ્રાંત.

કડી પ્રાંતની દક્ષિણે ૨૦ ગાઉ છેટે **વડોદરા પ્રાંત** આવેલો છે.

**મુખ્ય તાલુકા**—પેટલાદ, પાદરા, વડોદરા, ડભોઈ, સંખેડા, સાવલી, કરજણ, શિનોર, વાઘોડીઆ.

**પેટા તાલુકા**—ભાદરણ, તિલકવાડા.

**મુખ્ય નદીઓ**—મહી, નર્મદા, ઢાઢર, વિશ્વામિત્રી.

**મુખ્ય સરોવર**—સયાજી સરોવર. વાઘોડીઆ તાલુકામાં એ બંધાવ્યું છે. વડોદરા શહેરને તેમાંથી નળ વાટે પાણી અપાય છે.

**મુખ્ય પેદાશ**—કપાસ, તમાકુ, બાજરી, શેરડી, આદુ, ડાંગર, તુવેર, પત્થર, રેતી.

## જાણવા લાયક સ્થળો:—

**વડોદરા**—શ્રી. ગાયકવાડ મહારાજની રાજધાની છે. તેમના મહેલો, કચેરીઓ, બાગો તથા સંગ્રહસ્થાન વગેરે ઘણું જોવાલાયક છે.

**પેટલાદ** તથા **ધર્મજ**માં તમાકુનો પાક સારો થાય છે.

**પાદરા, ડભોઇ, શિનોર** અને **કરજણ**માં કપાસનો પાક સારો થાય છે.

**પેટલાદ, પાદરા, ડભોઇ** અને **શિનોર**માં વણાટ તથા રંગાટનું કામ સારૂં થાય છે.

**ડબકા**—એમાં મહી નદીનાં મોટાં મોટાં કોતરો છે.

**ડભોઇ**—અહીં જૂના વખતનો કિલ્લો જોવા લાયક છે. તથા પિત્તળનાં વાસણો સારાં થાય છે.

**સંખેડા**—એમાં લાકડા ઉપર રંગ કરવાનું કામ સારૂં થાય છે.

**શિનોર**—એમાં અનસૂયા માતાનું સ્થાનક છે.

**કર્નાળી**—અહીં નર્મદા નદીના સંગમમાં સ્નાન કરવાનો મહિમા છે.

આ પ્રાંતની હદ નજીક પાવાગઢનો ડુંગર આવેલો છે. તેના ઉપર કાળકા માતાનું સ્થાનક છે.

જમીન ઉંચા પ્રકારની અને ઘણી રસાળ છે.

---

# પાઠ ૧૩ મો. નવસારી પ્રાંત.

---

વડોદરા પ્રાંતની દક્ષિણે ૨૦ ગાઉને છેટે **નવસારી પ્રાંત** આવેલો છે.

**મુખ્ય તાલુકા**—નવસારી, વ્યારા, કામરેજ, સોનગઢ, માંગરોળ, મહુવા, ગણદેવી, પલસાણા.

**મુખ્ય નદીઓ**—તાપી, પૂર્ણા, અંબિકા, મિંઢોળા, કીમ.

**મુખ્ય ડુંગર**—સોનગઢની પાસેનો.

**મુખ્ય પેદાશ**—કપાસ, જુવાર, ઘઉં, ડાંગર, તુવેર, શેરડી, ચણા, ઘાસ, લાકડું, કેળાં, કેરી, ફણસ, અનેનાસ, પત્થર, રાતીપીળીમાટી, કાથો, લાખ.

આ પ્રાંતમાં નદીઓ ઘણી છે. જંગલ સારૂં છે. અને જમીન ઉંચા પ્રકારની છે. કેટલીક જમીન નદીના ભાઠાની છે, એટલે આ પ્રાંત બગીચા જેવો છે અને પાક બહુ સારો આવે છે.

## જાણવા લાયક સ્થળો:-

**નવસારી**—એમાં વેપાર સારો ચાલે છે. પારસીઓની વસ્તી ઘણી છે. લાકડકામ તથા વણાટ કામ સારૂં થાય છે.

**વ્યારા**—અહીં ઈમારતી લાકડું તથા ઘાસ ઘણું થાય છે.

**કામરેજ**--એમાં વણાટ, રંગાટ અને છાપકામ સારૂં થાય છે. જૂના વખતની વાવો જોવા લાયક છે.

**સોનગઢ**--અહીંનો જૂનો વખતનો કિલ્લો જોવા લાયક છે. તથા ઇમારતી લાકડું ઘાસ ઘણું થાય છે.

**મહુવા**--અહીં કપાસ સારો પાકે છે.

**ગણદેવી**--એમાં લીલો મેવો, કેરી અને શેરડી સારાં પાકે છે.

**બિલિમોરા**--એમાંવેપાર ઘણો ચાલે છે. પારસીઓની વસ્તી ઘણી છે. ચામડાનું કામ સારૂં થાય છે.

---

## પાઠ ૧૪ મો. વડોદરા રાજ્ય.

અમરેલી કડી, વડોદરા અને નવસારી એ ચાર પ્રાંત મળીને આખું વડોદરા રાજ્ય કહેવાય છે.

એ ચારે પ્રાંતો છુટા છુટા છે અને વચ્ચે પરહદો આવેલી છે. અમરેલી અને નવસારી પ્રાંતને લગતો દરિઓ છે.

આ આખું રાજ્ય શ્રીમંત ગાયકવાડ સરકારને તાબે છે અને હાલ તેના ઉપર શ્રી. સયાજીરાવ મહારાજા રાજ્ય કરે છે.

રાજ્યની એકંદર વસ્તી વિશ લાખ માણસની છે. અમરેલીમાં દોઢ લાખ, કડીમાં નવ લાખ, વડોદરામાં છ લાખ અને નવસારીમાં સાડાત્રણ લાખ માણસો રહે છે.

રાજ્યનો એકંદર ફેલાવો બે હજાર ચોરસ ગાઉ છે.

રેલવે લગભગ આખા રાજ્યમાં છે એટલે જવા આવવાની સારી સવડ છે.

કેળવણી આખા રાજ્યમાં ફરજયાત છે એટલે શાળાઓ લગભગ દરેક ગામે છે. લગભગ ત્રણ હજાર શાળાઓ છે.

લોકોને વાંચવાની સવડ મળે તેટલા માટે રાજ્યમાં લગભગ સાતસો પુસ્તકાલય છે.

લોકોને રાજ્ય વહીવટમાં ભાગ આપવા દરેક ગામે પંચાયત છે અને ગામનો કેટલોક વહીવટ તે કરે છે. તાલુકાવાર તાલુકા પંચાયત છે અને પ્રાંતવાર પ્રાંત પંચાયત છે.

કાયદા બાંધનારી સભામાં પણ લોકોનો મત લેવાય છે, અને રાજ્યના વહીવટ માટે પણ પ્રશ્નો પૂછી શકાય છે.

---

## પાઠ ૧૫ મો. વ્યાખ્યાઓ.

વસ્તી થોડી હોય તે **ગામ** અથવા ગામડું કહેવાય છે.

વસ્તી વધારે હોય અને તાલુકાનું મુખ્ય સ્થળ હોય તે **કસ્બો** કહેવાય છે.

ઘણાં ગામો મળીને એક **તાલુકો** અથવા **મહાલ** કહેવાય છે. રાજ્યની સવડ પ્રમાણે એવા તાલુકા ગોઠવેલા

હોય છે. તાલુકાથી દૂર થોડાં ગામો હોય તે **પેટા તાલુકો** કહેવાય છે.

કસ્બો મોટો હોય, અને વેપાર વગેરેની બહુ સારી સવડ હોય તે **શહેર** કહેવાય છે.

ઘણા તાલુકા મળીને **પ્રાંત** કહેવાય છે. રાજ્યની સવડ પ્રમાણે પ્રાંત ગોઠવેલા હોય છે.

જે ગામ નદી કે દરિઆ કિનારે આવેલું હોય, અને ત્યાં વેપારી વહાણો આવતાં જતાં હોય તેને **બંદર** કહે છે.

પાણીનાં ઝરણો ડુંગરામાંથી નીકળે, અને આગળ ચાલે, તેની **નદી** બને છે. એ નદી બીજી મોટી નદીને અથવા દરિઆને મળે છે.

પાણીની ચારે બાજુ જમીન આવી જાય તો **તળાવ** થઇ જાય. મોટું તળાવ તે **સરોવર** કહેવાય.

જમીનના ભાગની ચારે બાજુ પાણી આવી જાય તો **બેટ** બને.

જમીન ઉપર દરિઆનો લાંબો ફાંટો આવે તો **અખાત** બને. કચ્છ અને ખંભાતનો અખાત જુઓ.

દરિઆમાં જમીનની સાંકડી પટ્ટી પેસી ગઇ હોય, તો **ભૂશિર** બને. દ્વારકાં આગળની ભૂશિરો જુઓ.



# વિજ્ઞપ્તિ.

---

આ નાની પોથીમાં શરૂઆતનાં બાળકોને ઘટે તે-
ટલીજ ભૂગોળવિષયક માહિતી આપવાનો ઇરાદો રાખેલો છે.
દરેક મહાલ પૂરતા નકશા સાથે આપવા હતા પણ હાલ
તેમ બની શક્યું નથી. ભવિષ્યમાં તેમ કરવા ધારણા છે.

હાલ તો શિખવવાનો ક્રમ સાચવીને માત્ર ઉપયોગી
બાબતો બાલભાષામાં મૂકી છે. એથી વિશેષ વાતો જેને
જરૂર હશે તે બીજાં પુસ્તકોમાંથી મેળવી શકશે.

નકશાઓ સાથે લેવાથી કિમ્મતમાં પણ મોટો વધા
થતો હતો. અને ચાલુ સમયમાં તે એક વિશેષ પડતો બો
થઇ પડે. માટે નકશાઓ ઉપયોગી હોવા છતાં હાલ ત
પડતા મૂકવા પડ્યા છે.

લેખકો.